# हरिप्रसाद विरह.

ઉદાર દિલના મહા કીર્તિવંત દેશાઈ શ્રી હરિપ્રસાદ
સતોકરામ જસ્ટીસ ઓફ ધી પીસ)ના મરણ
સમય થયેલી દિલગીરીનો ચિતાર.

પ્રગટકર્ત્તા.

બાલુભાઈ કહાનદાસ મણિયાર

ભાવનગર.

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
એંગ્લો વર્નાક્યુલર પ્રીન્ટિંગ પ્રેસમાં
શા. નથુભાઇ રતનચંદ મારફતીઆએ છાપ્યો.

કિંમત રૂ ૦-૧-૦

આ

પુસ્તક દેશાઇ શ્રી હરિપ્રસાદના તમામ હિતેચ્છુઓનેજ

અર્પણ કરૂં છું.

તા—૨—૫—૯ શુકરવાર.

લી૦ શેવક.

બાલુભાઈ કહાંનદાસ મણીયાર.

ભાવનગર.

# વિજ્ઞાપના.

મારા નેકી ગુણ ગૃહણ કરનાર આર્ય બંધુઓ આ-ધુનીક સમયમાં યશસ્વી પુરૂષોનાં મર્ણ સમય થએલી દિલ-ગીરીની યાદગીરીને માટે શોક ભરિત ચોપાનીયાંઓ તેમજ પૂસ્તકો બહાર પાડવાનો રિવાજ ખુદ ભાવનગરમાં તેમજ ઘ-ણુંએક સ્થળે મારા જોવામાં આવેલો છે. જેથી કરી કી-ર્તીવંત દેશાઈ શ્રી હરિપ્રસાદ વિક્રમ સાલ ઓગણીશેં છે-તાલીશના વૈશાક સુદી અગિયારશને બુધવારના રોજ દિવસ ચહડતાં કલાક અગિયાર લગભગ આ ફાંનિ દુનિયાંનો ત્યાગ કરી સ્વર્ગ સિધાવ્યા છે. જેથી શહેર ભાવનગરમાં રેલછેલ શોક થઈ રહેલો જોઈ આ નાનકડું પુસ્તક લખવા મારા મનમાં ઉમેદ થઇ.

નામદાર દેશાઈને માટે લોકોનાં મન ખેદયુક્ત થાય તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

દેશાઈ પોતે ઘણાજ ઉદાર દયાળુ તેમજ ઈશ્વરી બ-ક્ષીસ પૈશાનો કેવી રીતે ઉપયોગ કરવો તે વિશે તેઓ સા-હેબને ઘણીજ સરસ સમજણ હતી જેથી કરી તેમણે પો-તાના પુર્વજોની કીર્તીને વૃદ્ધિ પમાડી અમર નામ કર્યું.

તેગના પિતાશ્રી દેશાઈ સંતોકરામ જે કે ભાવનગ-રના મુખ્ય દિવાનની જગ્યાએ બિરાજતા હતા અને વડીલ-ભાઈશ્રી છગનલાલ જે કે પ્રાઈવેટ દિવાનનું કામ કર્તા હ-

તા તેમની લાંબી મુદતની સંતોષકારક નોકરીનાં બદલામાં નામદાર ગોહિલ મહારાજાના તરફથી રૂપૈયા દશ હજારની ઉપજવાળું મહુવા પ્રગણાનું કુંભણ ગામ બક્ષીસ મળેલું છે.

તેમના વડીલ દાદા શેવકરામ પણ ભાવનગરની દિવાનગીરીનું કામ કર્તા હતા તેઓએ પણ ઘણીજ ઉત્તમ પ્રકારની નોકરી કરી મહારાજાની મરજી સાચવી કેટલાએક ખેતર તથા વાડીઓની બક્ષીસ મેળવેલી છે.

દેશાઈ શ્રી હરિપ્રસાદને સંવત ઓગણીશેં બત્રીશની સાલમાં પિતાશ્રી સંતોકરામનું ભવિશ થવાથી તથા સંવત ઓગણીશેં તેત્રીશમાં વડીલ ભાઈશ્રી છગનલાલનું ભવિશ થવાથી સર્વ પ્રકારની સંભાળ પોતાનેજ રાખવાનો વખત આવ્યો કારણ જે દેશાઇ સંતોકરામ શેવકરામની તમામ પ્રજામાં ફક્ત હરિપ્રસાદ એકીલાજ હતા.

દેશાઈ હરિપ્રસાદનો જન્મ શહેર ભાવનગરમાં સંવત અઢારશેં સતાણુંના અશાઢ શુદ બીજને સોમવારના રોજ દિવસ ઉગમતા સૂર્યોદય સમય થયો હતો તેમના તમામ લક્ષણો જન્મથીજ સ્તુતીપાત્ર જોવામાં આવ્યાં હતાં અને તેજ અરસામાં તેઓ ભાગ્યશાળી કહેવાયા છે.

આ ગૃહસ્થને પારકી તાબેદારી જાળવવી બીલકુલ રૂચતીજ નહીં જેથી કરી તેમણે મોટી કીર્તીવાળી દિવાનની જગ્યા ઘણીએક વખત અપ્રીય કરી છે. તેમનું મન બાલ્યાવસ્થામાંજ નોકરીથી વિરૂદ્ધ હતું; જેથી

કરી પોતાની પંદર વર્ષની લઘુ વયમાં જે સમય પોતાના પિતા ભાવનગરના દિવાનના ઓહ્વાપર બિરાજતા હતા તેજ અરસામાં મહેતા શ્યાંમજી તથા પરિખ જમનાદાસ બાપુજી મોઢ વાણિયા જે કે હજુપણ પોતાની જ્ઞાતિયોમાં તેમનાં ઘરનાં મોટેરા તરિકે મનાય છે; તેમને પક્ષમાં લઈ શેહેર ભાવનગરમાં નારણજી હરિપ્રસાદનાં નામથી દુકાન, કાહાડી સરાફી વ્હેવાર જારૂ કર્યો.

ત્યારબાદ પોતાની સત્તર વર્ષની ઉમરે મુંબઈમાં પણ તેજ નામથી વહીવટ ચલાવી દુકાંન કરી અને બંન્ને દુકાંનોપર ધમત્રોકાર વ્હેપાર કરવા લાગ્યા જેની અંદર તેઓ ઘેરૂ જગ્યાએ ફતેહ પામ્યાં.

આ ઉદાર સદગૃહસ્થને પોતાના વડીલ જે કે રાજારામ ઝાટકાલનાં નામથી પ્રસિદ્ધ છે તેનીજ પેઠે હથિયાર બાંધવાનો ઘણોજ સારો શોખ હતો તેઓ પાણીમાં તરવાર ફેરવવાની કસરત ઘણીજ સારી જાણતા હતા તેમજ ઘોડાની સ્વારીમાં ઘણાજ ચંચળ હતા.

યશસ્વી દેશાઈજીએ આ ફાંની દુનિયાંને મુળથી જુઠીજ માની નાશક, ત્રંબક, કાશી, પ્રયાગ, હરિદ્વાર, અંબાજી, બહેચરાજી, પ્રભાસપાટણ વિગરે યાત્રાઓ કરી સર્વ સ્થળે નામના કરી અતિ ઉત્તમ પ્રકારનો લાભ મેળવ્યો છે.

દયાળુ દેશાઈને મુળથીજ ધર્મપર આસ્તા ઘણીજ હતી જેથી તેમણે ઘણેક સ્થળે કુવા, વાવ્ય તથા સદાવ્રતો શરૂ કરયાં છે.

ખુદ ભાવનગરમાં નીલકંઠ માહાદેવમાં તથા ટેકરીપર ભવ્ય ધર્મશાળા બંધાવી છે.

ટેકરીપરની ધર્મશાળા બંધાવી પોતાના પિતા સંતોકરામ તથા ભ્રાતા છગનલાલનાં મરણ પાછળ રૂપૈયા દોઢ લાખનો સંકલ્પ કરી દેવાલય બંધાવી સન્યાસીઓને માટે અન્નક્ષેત્ર શરૂ કર્યું.

આન. દેશાઈજી હરિપ્રસાદને મુકામો બંધાવાનો પણ અનહદ શોખ હતો જેથી તેમણે શહેર બહાર રૂવાપરીને દરવાજે તથા શહેર દરમીયાન નાગરપોળને નાકે ગનદર મુકામો બાંધી શહેરને દેદિપ્યમાન કર્યું છે અને હજુ પણ રૂવાપુરી માતાના દરવાજા બહાર અતિશય સુંદર મુકામો બંધાય છે જેની અંદર રંગ વિગેરે બીજાું ઘણુંજ જુજ કામ અધુરૂ છે અને તે મુકામમાં હજુ વાસ્તુ પણ કર્યું નથી.

તેના ભોંયરાં, કપાટ, રસોડાં, કુવા, ટાંકાં, વીગેરે કામો ઘણીજ જુગતીથી કરવામાં આવ્યાં છે અને જે મુકામો હજુ સાદા છતાં ઘણીએક વખત સાંજના સમયે જોવા માટે લોકોની ઠઠ મળે છે ખરેખર તે બંગલા જ્યારે રંગ બેરંગી થશે ત્યારે તેની રચના અતિશય પ્રસંશનીય થઈ પડશે.

જે અરસામા હુ મીસ્ત્રી પીતાબંર વસ્તાની ઓફિસ માં કલાર્ક તરિકે નોકરી કરતો હતો તેજ સમયમાં મજકુર મકામો બંધાયા પ્રથમ તેનો નકશો જોઇ મારૂં મન હર્ષ યુક્ત થયું હતું.

૪૪૧૪



ઉપરના મુકામો બંધાવા માટે પ્રથમ પ્રખ્યાત કંટ્રાકટર પિતાંબર વસ્તાને રૂપૈયા અઠાણું હજારથી કંત્રાકટ આપ્યો હતો. પરંતુ કંત્રાકટથી કામ નકશા પ્રમાણે થશે અને પાછળથી મારી ધારણા હાલ કરતાં વધારે સારી થશે તો તે ઉમેદ બર નહીં આવે, તેવો વિચાર પ્રગટ થવાથી તે તેમને મન ગોઠયુ નહી જેથી તેમણે તે કંત્રાકટ રદ કરી માપથી કંત્રાકટ આપ્યો છે અને પ્રથમ કરતા પણ ઘણી સારી ગોઠવણથી બંધાય છે. મજકુર મુકામોથી વધારે સુંદર્યતા શહેર ભાવનગરમાં મહારાજાના દરબારગઢ શિવાય બીજી કોઈ જગ્યાએ જોવામાં આવતી નથી.

આ ઉદાર દિલના ગૃહસ્થ તરફની ગ્રંથ કર્તાઓને ઘણોજ આશ્રય મળતો હતો. ખરેખર તેઓ એક ગુર્જર ગ્રંથોની કદર જાણનારા હતા. તેમને ત્યાંથી ગાડી, ઘોડા તથા તેમનો કીમતી શ્રંગાર તે શિવાય ખમા મંડીલ સેલાં વિગરે રકમ બંધી નાંણાની ચીજો પ્રજાના તમામ લોકોને શુભપ્રસંગ અતિ ઉદારતાથી વાપરવા આપતા ગૌરક્ષક સભામાં તથા દરેક સુકૃત્ય અર્થે થતા ફંડોમાં પોતે આગળ પગલું ભરતા તે શિવાય તેમના સુકૃત્યો તથા જાણવા જેવી બાબતો લખવા ધારૂં તો એક મોટું જબર પુસ્તક થાય.

તેમજ આ પ્રસંગ શોક સમયનો છે જેથી વધારે વિગત વાર બીના લખવી દુરસ્ત નહીં ધારી ટુંકામાં જણાવું છે કે દેસાઈ સરખા સુકીર્તીવંત પુરૂષો શેહેર ભા-

વનગરમાં તો શું પરંતું આખા કાઠિઆવાડ પ્રાંતમાં કવચિત્તજ થયા હશે નામદાર દેશાઇજીને પોતાના વખાણુ કરાવવાં તેં વાતનો ઘણોજ અણુગમો હતો. જેથી કરી ગ્રંથ કર્તાઓને ઘણોજ આશ્રય આપતા તોપણુ અર્પણુ પત્રીકા લેવી તેમને પસંદ ન હતી; પ્રખ્યાત દેશાઇજી સાત પુત્ર અને પાંચ પુત્રીનો લાંબો પરિવાર તથા સઘળો વૈભવ છોડી માત્ર ઓગણપચ્યાશ વર્ષની લઘુ વયમાં રકમબંધ સુકૃત્યો કરી વિજયી ધ્વજા ફરકતી મુકી સ્વર્ગ સિધાવ્યા છે અને જેનાં બાવિયાથી શહેર ભાવનગરમાંતો જનરલ શોકની રેલ આવી છે; તળાવ કીનારે બાગ બગીચામાં દેવળોમાં પાણીને આરે નગરની નારીઓમાં કાપડ બજાર દાણાપીઠ શાક મારકીટ દરબારી ઓફીસમાં લાઇબ્રેરી તથા ગુજરી નામથી ઓળખાતી બજાર તથા ઘેર ઘેર દેશાઇનાં મરણુની દિલગીરી તથા તેમના સુકૃત્યોની પ્રસંશાની ધ્વની શ્રવણુ કરવામાં આવે છે. તેમનો આટલો વૈભવ છતાં સહેજ ગર્વ નહીં હોવાથી નાહાંના મોટાં સ્ત્રી પુરૂષો ઘરડાં ડોસા તથાં છેક નાનાં છોકરાઓને પણુ તેના મૃત્યુ પાછળ દિલગીરી ઉપજ્યા શિવાય રહેતીજ નથી.

લી૦ હિતેચ્છુ.

બાલુભાઈ કહાનદાશ

મણીઆર ભાવનગર

# પ્રખ્યાત દેશાઇ હરિપ્રસાદના મર્ણ.

## સમય થયેલો દિલગીરીનો ચિતાર.

### દોહો.

સંવત વિક્રમ ઓગણી, છેતાલીશની સાલ,
ફેર થયો વૈશાકમાં, ભાવનગર મુકાંમ;
સુદ અગિયારશ દિનને, હતો વાર બુધવાર,
હરિપ્રસાદ હીરો ગયો, થયો શોક અપાર.
ન ભરમો દિવસ અતિ, નજરે તો દેખાય,
વાટે ને ઘાટે વદે, લોકો મુખથી હાય;
જગત નિયંતા નાથ હે, કરમાં આવો કોપ,
દોશ અચાનક શો પડયો, કે આવ્યો આરોપ,
સ્વીકાર્યા વિનતી દિનાનીશા, અવળું આતો થાય.
નગ્ર તણા દિપક અરે, આજે શું ઓલાય,
ડુંકો રહી મંદવાડને, જબરી કીધી હાણ;
દિલગીરી ઉપજી દેશમાં, સર્વ સ્થળે નીરવાણ,
કાળ કે આ[illegible] અરે, અવળો તે શું થાય.
ચાર દિવસના રોગમાં, આતે શું કહેવાય?
કુંદન ગોહિલવાડમાં ભાવનગર સંસ્થાન;

તે મધ્યે હીરો હતો, હરિપ્રસાદ સુજાણ.

રત્ન આજ ઉડી ગયું, ખોળું ન મળે કાંહી;

હરિપ્રસાદ હિરો જતાં, વશી દિલગીરી આંહી,

## માલીની.

બહુ બહુ બહુ બુરૂ, આજ નકી થયું છે,

રત્ન નગરમાંથી, આજ નિશ્ચય ગયું છે;

તન મનથી સહુને, શોકની લાહ્ય છુટે,

અરર મુખ કતાં, કંઇક તો શિર કુટે.

વિપરીત વર્ષો; મેઘ આજે અરેરે,

લગ્ન સમયમાં, વિઘ્ન આવ્યું ખરેરે;

જગતમાં ગીત ગાઝાં, કીર્તીના રંગ વાયવં.

અરે શું હાય આજે; સ્વર્ગવિશે સિધાવ્યાં.

## શીખરણિની ચાલ

ગતિ તારી ન્યારિ, ગહન વિભૂ કોઈ નવ કળે;

અધ હિત મૃત્યુ ન્યાળિ, સર્વાંગો સહુનાં બળે,

શૂરો અતિ શાણો , કદર દાન જે બહુ બહુ,

વિયોગે રે વ્હાલા, સ્નેહ સંભારે જન સહુ.

## ઓધવજીનો સંદેસો.

દેશાઈ વીરા વૈભવ મુકી કયાં ગયા.
છોડયો શીદને આ સંસાર જો;
ટોળે ટોળે ગામી સહુ લોકો સહુ કળકળે
કરે કીર્તી તણા પોકાર જો;
દેશાઇ વીરા વૈભવ મુકી કયાં ગયા; છોડયો—
મીષ્ટ મેવા છોડી જાતાંરે કેમ ગમ્યું,
મુકયાં રોતાં સર્વે બાળજો;
નોકર ને ચાકર ઘણેરા હળવળે,
હડકા આવે તુજ ઉપકાર જો.
દેશાઇ વીરા વૈભવ મુકી કયાં ગયા; છોડયો—
અરે રાહ બહુ છુટયો સારા શહેરમાં,
ધ્વની શ્રવણુ કરૂં હાય હાય જો;
દેશાઈ મૃત્યુ સુંણી સહુ દુઃખમાં પડયા,
બાળુ મુખે કરે કલ્પાંત જો.
દેશાઇ વીરા વૈભવ મુકી ક્યાં ગયા. છોડયો—

## ગીતીવૃત.

અરે સ્રષ્ટી કર્તા, સ્મરણ કરૂં હું ઈશ તારૂં,
ધર્મ તણો જે સ્થંભ, હર્યો તેહને કેમ વારૂં.

## બનજારા.

એકાએક શી આફત આવી, કોઇ વૈદ્ય શક્યા નહી ફાવી—રે
બડ ભાવનગરમાં કહિયે, આશ્રય લેવાને જઈએ;
અરે કીર્તિ શું તેની ગાવી, કોઈ વૈદ્ય શક્યા નહી ફાવી. એ૦
દિન જનો બહુ ગુજરતાં, જોશે ચક્ષુએ અશ્રુ ભરતાં;
અરે ઈશ દયા નહીં આવી કોઈ વૈદ્ય શક્યા નહીં ફાવી. એ૦
ઉદાર સુએ કહેવાયો, યશસ્વી નામે પંકાયો;
ગુણ તેના રહું ન ગણવી, કોઇ વૈદ્ય શક્યા નહીં ફાવી. એ૦
કંઇ કંઇ ડાકટરો આવ્યા, કંઇ કંઇ રસ્તા બતલાવ્યા;
કોઇ કારી કામ નહી આવી, કોઇ વૈદ્ય શક્યા નહીં ફાવી. એ૦

## મરશિયાં.

હાય હાયરે હરીભાઇ હીરા ગયા,
નથિ ઉદાર કોઈ એવા થયા રે. હાય હાય રે—
ખરે કેર કર્યો પ્રભુ પ્યારા, અરે ગૃહ થયા શું નઠારા;
ગયા આજ દેશાઇ રાય સારા. રે હાય હાયરે—૧
હાટે વાટે ને ઘાટે એજ વાતો, શોક કરી કરે છે પંચાતો;
હાય હાય ઉચ્ચાર બધે થાતો. રે હાય હાયરે—૨
ગયો તળાવને તીર હું જ્યારે, થાય ત્યાં પણ પ્રસંશા એની ભારે;

સંભારે દેશાઇ વારે વારે. રે હાય હાયરે—૩
અગો નાગરી ન્યાતનો રાજા, સુના થયાં મંદિર એનાં જાઝાં;
વાસ્તુ વિનાના બંગલા છે તાજા, રે હાય હાયરે—૩
સહુ વ્હેપારી શોકને પામ્યા, હર્ષ સહુના દિલથી વામ્યા;
સર્વ સ્થળે દિલગીર બાઇ જામ્યા, રે હાય હાયરે—૫
નારી વાત કરે છે નળ તીરે, એક બાજુ રહી ધીરે ધીરે;
હતો શહેરમાં એ એક અમીરે. રે હાય હાયરે—૬
મોહોટો શ્રીમંત એ શેહેરમાં બેની, અહંકાર મળે ન પાસ જેની;
આજ દેહી પડી છે કાંઇ તેની. રે હાય હાયરે—૭
હર્ષ સહુનો ઉડી ગયો છે ઉડી, રહ્યા કિશોર સાગરમાં બુડી;
પત્તો જડે ન ખોળી મરૂ ધુંડી, રે હાય હાયરે—૮
દિનજનો બાળેછે દિલભારે, દુઃખ ડુંગર દાટયો છે અમારે;
એમ કહી સંભારે વારેવારે. રે હાય હાયરે—૯
વિધન નાગરી ન્યાતને આવ્યું, લગ્ન પ્રસંગે આ શું બનાવ્યું;
ધાર્યું થાયે ધણીનું કરાવ્યું, રે હાય હાયરે—૧૦
ખમા ખમા મુખેથી એને કહેતાં, ત્રાસ છુટે બના આજ જોતાં;
તેનાં પુંત્રો પુત્રી રહ્યા રોતાં, રે હાય હાયરે—૧૧
સિપાઇ નોકરો એક બાજુ રૂવે, કોચમીનો ચક્ષુએ નીર ચુવે;
કોઇ હસ્તી ઝીકીએ ન જુવે. રે હાય હાયરે—૧૨

પૂસ્તકો હતાંજ જેને પ્યારા, જુવે ગ્રંથો હંમેશ ન્યારા ન્યારા;
તેવા ગયા દેશાઇ રાય સારા. રે હાય હાયરે—૧૩

પ્રભુ ખોટ પડી શી તમારે, વધુ વદું શું ઈશ વારે વારે;
કંઈ કંઈનાં તૂટ્યા છે આધારે. રે હાય હાયરે—૧૪

ગાડી ઘોડાના વૈભવ સારા, કર્યા આજે શું એક દમ ન્યારા;
છોડી ગયા દેશાઈ રાય સારા. રે હાય હાયરે—૧૫

## દોહો.

બાળ અરજ દિલમાં ધરી, કાજ સુધારો આજ;
કુટુંબ બને સંપે બધા, નચીંત સ્નેહ જમાવ,
બાળ સદા લેજે પ્રભુ, દાખી દયા અગાધ;
ઈતર ભવે કીર્તી વધો, સદા સુખમાં રાખ્ય.

## સમાપ્ત.